॥ શ્રીઃ ॥

ડૉકટર ભાંડારકરકૃત

# સંસ્કૃત માર્ગોપદેશિકા

ની

વ્યાકરણ સ્પષ્ટીકરણાર્થે

# પ્રશ્નોત્તર નોટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

જોસી જયશંકર પ્રેમાનંદ

હેડ માસતર ઍંગ્લો વ૦ સ્કુલ

નરેલા

મુંબઈ.

" સુબોધપ્રકાશ " પ્રેસ.

સંવત ૧૯૪૭ શકે ૧૮૧૨

સન ૧૮૯૧

( કૉપી [illegible] )

કિંમત ૭ આના.

॥ શ્રીઃ ॥

ડૉકટર ભાંડારકરકૃત

# સંસ્કૃત માર્ગોપદેશિકા

ની

વ્યાકરણ સ્પષ્ટીકરણાર્થે

# પ્રશ્નોત્તર નોટ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

જોસી જયશંકર પ્રેમાનંદ

હેડ માસ્તર અંગ્રેજી ૧૦ સ્કુલ

ડીસા

---

મુંબઈ.

"સુબોધપ્રકાશ" પ્રેસ.

---

સંવત ૧૯૪૭ શકે ૧૮૧૨

સન ૧૮૯૧

---



---

કિંમત છ આના.

# પ્રસ્તાવિકા વિજ્ઞપ્તિ.

———:o:———

यत्पादपांसुसंपर्कादहल्यासीदपांसुला ॥
कारुण्यसिंधवे तस्मै नमो वैदेहि बंधवे ॥

આપણી સ્વ ભાષા જેમાંથી સર્વ અન્ય ભાષાઓનો જન્મ થયો છે, તે સુખદાયિની મનોહર ભાષાના ઉપર સાંપ્રત કાળના મારા સ્વદેશી બંધુઓનો અનાદર જોઇને હૃદય કેમ સશોક ન થાય ? અન્ય ભાષા ગમે તેવી કઠીણ અને અપરિચિત હોય છે તોપણ હાલનો વિદ્યાર્થી વર્ગ સાદર તે શિખવાને પ્રવૃત્ત થાય છે, તેનું કારણ શું ? કારણ માત્ર એટલુંજકે આપણી સ્વભાષા સંસ્કૃત અતિ કઠીણ છે એવી પરંપરાથી ચાલી આવતી કિંવદન્તી ( લોક વાયકા ) ઉપર વિશ્વાસ રાખી તે શિખવાને માટે યત્કિંચિત્ પણ શ્રમ વેઠતા નથી તેજ. અવસ્ય સંસ્કૃત ભાષા કઠીણ છે. અન્ય ભાષાઓની પેઠે સહજ અને સ્વલ્પ કાળમાં સાધિત થાય તેવી નથી, તોપણ આપણી દૃષ્ટિએ જોઇએ છીએ કે એ ભાષા જાણનારા ઘણા સમર્થ વિદ્વાનો આપણા દેશમાં છે. ઘણા યુરોપીયન વિદ્વાનોએ પણ આપણી એ પુણ્ય શ્લોકા ભાષાનું અધ્યયન કરી ઘણા પુસ્તકોનું અરે ! વેદ સરખાનું પણ ભાષાન્તર કર્યુંછે. એ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે એ ભાષા અસાધ્યતો નથીજ. પરંતુ સુશિક્ષક અને શિખનારાઓના લક્ષ અને શ્રમ સાધ્ય છે. દિન પ્રતિ દિન એ ભાષા શિખવા તરફે વધતા જતા વલણને લીધે આશા રહે છે કે પ્રતિદિન વિદ્વાનોની વૃદ્ધિ થશે. અસ્તુ !

હાલમાં શાળાઓમાં ડૉકટર ભાંડારકરકૃત માર્ગોપદેશિકાનું ભાષાન્તર સર્વત્ર શિખવવામાં આવે છે. શ્રીમન્મહારાજા સયાજી-

રાવે પોતાના રાજ્યની ગુજરાતીશાળાઓમાં એ પુસ્તક દાખલ કર્યું છે. તે ઉપરથી એ ઉદાર ચરિત્ નૃપતિવર્યનો સ્વભાષા ખીલવવા તથા તેનો ઉદય જોવાનો કેવો ઉત્સાહ છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. માર્ગોપદેશિકામાં બનતે પ્રયત્ને વ્યાકરણનું સ્પષ્ટીકરણ થયેલું છે. તથાપિ ઘણે પ્રસંગે વિદ્યાર્થી વર્ગ ગુંચવાય છે. એ ગુંચવણ દૂર કરવાને ચિરકાળથી મારા હૃદયમાં વિચારાંકુર ફુટ્યો હતો. તેમ આપ્ત વર્ગ તરફથી પણ એ સંબંધી ઉપરા છાપરી માગણી થવાથી એ માર્ગોપદેશિકાપર વિદ્યાર્થી વર્ગનો સ્વલ્પ પ્રયાસે પ્રવેશ થાય એવા ઉદ્દેશથી દરેક સ્થળે પુષ્કળ ઉદાહરણો આપી આ પ્રશ્નોત્તર લઘુનોટ એની તેમજ ડૉકટર કીલહોર્નાદિ વિદ્વજ્જનવિરચિત વ્યાકરણોની સહાયવડે તૈયાર કરી છે. સર્વ પ્રયત્ને તે સેહેલી કરી છે. તથાપિ એ ગહન ભાષામાં मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्ये वास्ति मे गतिः છે, તેથી કદાચ શબ્દ દોષાદિ સ્ખલન થયું હશે તો વિદ્વર્ગ દુર્લક્ષ કરશે એવી વિનયપૂર્વક વિજ્ઞપ્તિ છે. માત્ર જો આ પ્રશ્નોત્તર લઘુ નોટ વિદ્યાર્થી વર્ગને ફળદાયક થશે તો મારો પ્રયત્ન સફળ થયો સમજીસ, અને વિદ્વદ્વર્ગને રૂચિકર થશે તો તેમનો અનુગ્રહી થઇસ. તેમની તરફથી પ્રસંગાનુસાર સુધારા વધારા સંબંધી સૂચના થએ મહદુપકારપૂર્વક કબૂલ કરવામાં આવશે. એજ વિનયપૂર્વક વિજ્ઞાપના.

વસો
તા૦ ૧. ૯. ૯૦.

જોશી જ૦ પ્રે૦

# અનુક્રમણિકા.

——:o:——

॥ श्रीगणाधिपोजयति ॥

# સંસ્કૃત માર્ગોપદેશિકાની પ્રશ્નોત્તર નોટ.

## અક્ષરો

**સવાલ**—અક્ષરોના કેટલા ભાગ છે, ને તે કિયા કિયા?

**જવાબ**—અક્ષરોના બે ભાગ છે. ૧ સ્વર અને ૨ વ્યંજન.

**સ૦**—સ્વર કેટલા છે ને તે કિયા કિયા ?

**જ૦**—સ્વર ૧૩ છે. તેઓ अ, आ, इ. ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, અને औ છે.

**સ૦**—અનુસ્વાર તથા વિસર્ગ શાને કહેછે ?

**જ૦**—અક્ષરને માથે ं આવું નિશાન મૂકવામાં આવે છે તેને **અનુસ્વાર** અને અક્ષરની આગળ : આવું નિશાન મૂકવામાં આવે છે તેને **વિસર્ગ** કહે છે.

**સ૦**—अ, इ, उ, ऋ, અને ऌ, એ હ્રસ્વ અથવા દીર્ઘ સ્વરનાં ગુણ અને વૃદ્ધિનાં રૂપો લખો.

**જ૦**—

| મૂળસ્વર | ગુણરૂપ | વૃદ્ધિરૂપ | મૂળસ્વર | ગુણરૂપ | વૃદ્ધિરૂપ |
|---|---|---|---|---|---|
| अ | अ | आ | ऋ | अर् | आर् |
| इ | ए | ऐ | ऌ | अल् | आल् |
| उ | ओ | औ | | | |

સ૦—વ્યંજનો કેટલા છે ને તે કિયા કિયા ?

જ૦—વ્યંજન ૩૩ છે. તેઓ क्, ख्, ग्, घ्, ङ्, च्, छ्, ज्, झ्, ञ्, ट्, ठ्, ड् ढ्, ण्, त्, थ्, द्, ध्, न्, प्, फ्, ब्, भ्, म्, य्, र्, ल्, व्, श्, ष्, स्, ने ह् છે.

સ૦—વ્યંજનનાં મૂળ તથા મિશ્રસ્થાન કેટલાં છે ? તે કિયાં કિયાં? વ્યંજનોના ભાગ કેટલા છે ? ને કિયા કિયા ? અઘોષ તથા ઘોષ વ્યંજન કિયા કિયા? તથા એ સઘળું એક કોષ્ટક કહાડી બતાવો.

જ૦--૧ વ્યંજનનાં મૂળસ્થાન પાંચ તથા મિશ્ર એક એ પ્રમાણે છ છે. તેઓ ૧ કંઠસ્થાન, ૨ તાલુસ્થાન, ૩ મૂર્દ્ધસ્થાન, ૪ દંતસ્થાન, ૫ ઓષ્ટસ્થાન, એ પાંચ મૂળ અને ૬ દંતોષ્ટ એ એક મિશ્ર એ પ્રમાણે છે.

૨ વ્યંજનના ચાર ભાગ છે. તેઓ કંઠસ્થાનાદિ દરેકમાં પાંચ પાંચ એ પ્રમાણે પાંચ સ્થાનમાં क् થી म् સુધી પેહેલા પચીસ ૧ સ્પર્શ, य् થી व् સુધી ચાર. ૨ અંતસ્થ અથવા અર્દ્ધસ્વર, श् થી स् સુધી ત્રણ. ૩ ઉષ્માક્ષર, અને ह्, ૪ મહાપ્રાણ છે.

૩ પેહેલા પાંચ વર્ગના દરેકના પેહેલા બેબે અક્ષર તથા ઉષ્માક્ષર એ અઘોષ છે.

૪ પેહેલા પાંચ વર્ગના દરેકના છેલ્લા ત્રણ ત્રણ અક્ષર તથા અંતસ્થ અને મહાપ્રાણ ઘોષ છે.

એ સઘળું નીચેના કોષ્ટકપરથી જણાશે.

| નંબર. | સ્થાન | સ્પર્શ | | | | | અંતઃસ્થ અથવા અર્દ્ધસ્વર | ઉષ્માક્ષર | મહાપ્રાણ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | અઘોષ | | ઘોષ | | | ઘોષ | અઘોષ | ઘોષ |
| | **મૂળસ્થાન** | | | | | | | | |
| ૧ | કંઠસ્થાન | क् | ख् | ग् | घ् | ङ् | | | ह् |
| ૨ | તાલુસ્થાન | च् | छ् | ज् | झ् | ञ् | य् | श् | |
| ૩ | મૂર્દ્ધસ્થાન | ट् | ठ् | ड् | ढ् | ण् | र् | ष् | |
| ૪ | દંતસ્થાન | त् | थ् | द् | ध् | न् | ल् | स् | |
| ૫ | ઓષ્ઠસ્થાન | प् | फ् | ब् | भ् | म् | | | |
| | **મિશ્રસ્થાન** | | | | | | | | |
| ૬ | દંતોષ્ઠસ્થાન | | | | | | व् | | |

**સ૦**—અનુનાસિક કયા વ્યંજનોને કહેછે?

**જ૦**—ङ्, ञ्, ण्, न्, ને म् એમને **અનુનાસિક** કહેછે

**સ૦**—જ્યારે વ્યંજનમાં સ્વરો મળેછે ત્યારે તેમની સ્થિતિ શી રીતે જણાવાય છે?

**જ૦**—જયારે વ્યંજનની નીચે ્ આવો છેકો ન હોય ત્યારે વ્યંજનમાં अ મળેલોછે એમ જાણવું. ઉ૦ क=क्+अ. आ-થી औ સુધી સ્વરોનું ઉમેરણ છેકા વિનાના વ્યંજનને અનુક્રમે ा, ि, ी, ु, ू, ृ, ॄ, ॢ, े, ै, ो, ને ौ, એવી નિ-શાનીઓ લાગેલી હોવાથી સમજાય છે ઉ૦ क, का, कि,

की, कु, कू, क्ट, कृ, कॄ, के, कै, को, कौ. र्‌ની સાથે જ્યારે ऋ મળેછે ત્યારે र्‌ ન થતાં ऋ ને માથે ॔ આવું નિશાન કરવામાં આવેછે. ઉ૦ र्क.

સ૦—જોડાક્ષર શાને કહેછે?

જ૦—બે કે વધારે વ્યંજનોની વચ્ચે કોઇપણ સ્વર આવ્યા સિવાય તેઓ ભેગા થાય છે તેમને **જોડાક્ષર** કહેછે ઉ૦ ग्म=ग्+म; ज्र=ज्+र; ङ्क्त=ङ्+क्+त વીગેરે.

---

## પાઠ ૧ થી ૪ સુધી.

### પરસ્મૈપદી ક્રિયાપદો. વર્તમાનકાળ.

**સ૦**—સંસ્કૃત ક્રિયાપદોના પ્રત્યયો કેટલી જાતના છે? તે કિયા કિયા? ને જે ક્રિયાપદોને તે પ્રત્યયો લાગે છે ને કેવા ક્રિયાપદો કહેવાય છે?

જ૦—સંસ્કૃત ક્રિયાપદોના પ્રત્યયો બે જાતના છે. ૧ **પરસ્મૈદ** અને ૨ **આત્મને પદ.** જેમને પરસ્મૈપદ પ્રત્યયો લાગે છે તે **પરસ્મૈપદી** ધાતુ અને જેમને આત્મનેપદ પ્રત્યયો લાગે છે તે **આત્મનેપદી** ધાતુઓ કહેવાયછે. કેટલાક ધાતુઓ બે પ્રકારમાંથી ગમે તે પ્રકારના પ્રત્યયો લેછે. તેમને **ઉભયપદી** ધાતુઓ કહે છે.

સ૦—સંસ્કૃત ભાષામાં વચન તથા પુરૂષ કેટલાં છે, ને તે કિયાં કિયાં?

જ૦—સંસ્કૃત ભાષામાં વચન **ત્રણ** છે. ૧ **એકવચન** ૨ **દ્વિવચન** અને ૩ **બહુવચન.** પુરૂષ ત્રણ છે. ૧ **પેહેલો** ૨ **બીજો** અને ૩ **ત્રીજો પુરૂષ.**

**સ૦**—સંસ્કૃતમાં ગણ કેટલા છે? તે કિયા કિયા? આ પુસ્તકમાં વિશેષે કરી કયા ગણોનું વર્ણન કરેલું છે?

**જ૦**—સંસ્કૃતમાં ગણ દશ છે. **પેહેલો, બીજો** વગેરે દશ સુધી. આ પુસ્તકમાં **પેહેલો, ચોથો. છઠ્ઠો** અને **દશમો** એટલા ગણોનું મુખ્યત્વેકરીને વર્ણન કરેલું છે. માત્ર બીજા ગણના બે ધાતુ આપેલા છે. અને કર્મણિવાચ્યમાં આ સિવાયના પણ ગણના બુજ ધાતુ આપેલા છે.

**સ૦**—વર્તમાનકાળના ત્રણે પુરૂષના અને ત્રણે વચનના પરસ્મૈપદ પ્રત્યયો લખો.

**જ૦**—

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | मि | वस् | मस् |
| ૨ જો ,, | सि | थस् | थ |
| ૩ જો ,, | ति | तस् | अन्ति |

**સ૦**—આ પ્રત્યયો લગાડતા પેહેલાં કયા ગણના ધાતુઓમાં કયા વિકરણ પ્રત્યયો ( ગણને અનુસરી ધાતુ તથા પ્રત્યય વચ્ચે ઉમેરાતું નિશાન ) ઉમેરવામાં આવેછે ?

**જ૦**—આ પ્રત્યયો લગાડતા પેહેલાં

૧ પેહેલા ગણના ધાતુઓમાં अ ઉ૦ नी+अ+ति;

૨ ચોથા ગણના ધાતુઓમાં य ઉ૦ नश्+य+ति= नश्यति;

૩ છઠ્ઠા ગણના ધાતુઓમાં अ ઉ૦ विश्+अ+ति= विशति;

અને ૪ દશમા ગણના ધાતુઓમાં अय ઉ૦ पूज्+अय+ति=पूजयति;

એ પ્રમાણે વિકરણ પ્રત્યયો ઉમેરવામાં આવેછે.

અને ૫ બીજા ગણના ધાતુઓને તો પ્રત્યય લાગલાજ લગાડવામાં આવેછે. ઉ૦ अस्+ति=अस्ति; अद्+ति વીગેરે.

સ૦—આ વિકરણ પ્રત્યયો લગાડતા પેહેલાં ધાતુઓમાં શો શો ફેરફાર થાયછે?

જ૦—આ વિકરણ પ્રત્યયો લગાડતા પેહેલાં

૧ પેહેલા ગણમાં **સ્વરાંત** (જેને છેડે સ્વર છે તે) ધાતુના **અંત્યસ્વર** ( -હ્રસ્વ કે દીર્ઘ ) અને **વ્યંજનાંત** ( જેને છેડે વ્યંજન છે તે ) ધાતુના **ઉપાંત્ય** (છેલ્લા અક્ષરની પેહેલો અક્ષર) -**હ્રસ્વસ્વરનો** ગુણ થાય છે. ઉ૦ સ્વરાંત ધાતુનું नी+अ+ति= ने +अ+ति; વ્યંજનાંત ધાતુનું बुध्+अ+ति=बोध्+अ+ति=बोधति.

૨ દશમા ગણમાં સ્વરાંત ધાતુના અંત્યસ્વર અને વ્યંજનાંત ધાતુના ઉપાંત્ય अનો વૃદ્ધિ થાયછે. અને વ્યંજનાંત ધાતુના ઉપાંત્ય -હ્રસ્વ સ્વરનો ગુણ થાયછે. कथ्, गण्, रच्. प्रथ्, स्पृह्, मृग्. તથા બીજા કેટલાક ધાતુઓમાં આ ફેરફાર ( ગુણ અગર વૃદ્ધિ ) થતો નથી. ઉ૦ चि+अय+ति=चै+अय+ति; तड्+अय+ति=ताड्+अय+ति=ताडयति; चुर्+अय+ति=चोर्+अय+ति=चोरयति.

૩ છઠ્ઠા તથા ચોથા ગણના ધાતુઓમાં આ ફેરફાર થતો નથી ઉ૦ विश् ( ગ-૬ )+अ+ति=विशति પણ बेशाति નહીં; मुह् ( ગ-૪ )+य+ति=मुह्यति પણ मोह्याति નહી.

સ૦—વિકરણ પ્રત્યયો લગાડ્યા પછી તૈયાર થએલા રૂપમાં પ્રત્યય લાગતાં શું ફેરફાર થાયછે?

જ૦—૧ પહેલા પુરૂષના म् અને व् થી શરૂ થતા પ્રત્યય પહેલાં પૂર્વનો ( વિકરણ પ્રત્યયમાં રહેલો) अ દીર્ઘ થાય છે. ઉ૦ रक्ष्+अ+मि=रक्ष्+आ+मि=रक्षामि; चुर्+अय+वस्=चोर्+अया+वस्; नश्+य+मस्=नश्+या+मस्.

२ अ થી શરૂ થતા પ્રત્યય પહેલાં પૂર્વના अનો લોપ થાયછે. ઉ૦ वस्+अ+अन्ति=वस्+०+अन्ति = वसन्ति.

સ૦—પ્રત્યયો લાગતાં अस् (ગ–૨)માં શું ફેરફાર થાયછે?

જ૦—બીજો પુરૂષ એકવચન પ્રત્યય सि લાગતાં अस् ધાતુના स् નો અને દ્વિવચન તથા બહુવચનના પ્રત્યયો લાગતાં अ નો લોપ થાય છે. ઉ૦ अस्+सि=अ+सि=असि; अस्+वस्=स्+वस्; अस्+थ=स्+थ=स्थ વગેરે.

## સંધિના નિયમો.

સ૦—ए. ऐ, ओ અને औ પછી સ્વર આવે તો તેમને ઠેકાણે શું મૂકવામાં આવેછે?

જ૦—ए, ऐ, ओ અને औ પછી સ્વર આવે તો તેમને ઠેકાણે અનુક્રમે अय्, आय्, अव् અને आव् મૂકવામાં આવેછે. ઉ૦ नी+अ+ति=ने+अ+ति=नय्+अ+ति=नयति; चि+अय्+ति=चै+अय्+ति=चाय्+अय+ति=चाययति; भू+अ+ति=भो+अ+ति=भव्+अ+ति=भवति; अश्वौ+उत्पततः=अश्वाव्+उत्पततः=अश्वावुत्पततः

સ૦—અનુનાસિક સિવાય, કોઇપણ સ્પર્શવ્યંજન (क् થી म् સુધી) પછી અઘોષ વ્યંજન આવે તો પૂર્વના વ્યંજનમાં શું ફેરફાર થાય છે?

જ૦—અનુનાસિક સિવાય કોઇપણ સ્પર્શવ્યંજન પછી અઘોષ વ્યંજન આવે તો પૂર્વના વ્યંજનને બદલે પોતાનાજ વર્ગનો પેહેલો અક્ષર મૂકાયછે. ઉ૦ अद्+ति=अत् + ति= अत्ति; ककुभ्+प्रांत=ककुप्+प्रांत=ककुप्प्रांत વીગેરે.

સ૦—પદને અંતે આવેલા स् અને र् નું શું થાયછે?

જ૦—૧ પદને અંતે આવેલા स् ( એના પછી કોઇ પણ અક્ષર હોય યા ન હોય તોપણ ) નો વિસર્ગ થાયછે. ઉ૦ वस्+अ+तस्=वस्+अ+तः=वसतः.

૨ પદને અંતે આવેલા र् નો પણ એના પછી અઘોષ વ્યંજન આવેલો હોય અગર કશુંએ ન આવે તોએ વિસર્ગ થાય છે. ઉ૦ पुनर्+पुनर्=पुनःपुनः.

એના પછી જો ઘોષવ્યંજન કે સ્વર આવે તો र् કાયમ રહેછે. ઉ૦ पुनर्+अत्र=पुनरत्र; पुनर्+न=पुनर्न.

સ૦—નીચેના ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ લખો.

नी, भू, सृ, नृत्, विश्, चि, तड्, चुर्, अस् (ગ-૨) અને अद्.

જ૦—

नी ( ગ-૧ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧ લો પુરૂપ | नयामि | नयावः | नयामः |
| ૨ જો પુરૂપ | नयसि | नयथः | नयथ |
| ૩ જો પુરૂપ | नयति | नयतः | नयन्ति |

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| | भ ( ગ-૧ ) | | |
| ૧ લો પુરૂષ | भवामि | भवाव: | भवाम: |
| ૨ જો ,, | भवासि | भवथ: | भवथ |
| ૩ જો ,, | भवाति | भवत: | भवन्ति. |
| | ( ગ-૧ ) | | |
| ૧ લો પુરૂષ | सरामि | सराव: | सराम: |
| ૨ જો ,, | सरासि | सरथ: | सरथ |
| ૩ જો ,, | सराति | सरत: | सरान्ति |
| | नृत् ( ગ-૪ ) | | |
| ૧ લો પુરૂષ | सृत्यामि | नृत्याव: | नृत्याम: |
| ૨ જો ,, | नृत्यसि | नृत्यथ: | नृत्यथ |
| ૩ જો ,, | नृत्याति | नृत्यत: | नृत्यान्ति |
| | विश् ( ગ-૬ ) | | |
| ૧ લો પુરૂષ | विशामि | विशाव: | विशाम: |
| ૨ જો ,, | विशासि | विशथ: | विशथ |
| ૩ જો ,, | विशति | विशत: | विशान्ति |
| | चि ( ગ-૧૦ ) | | |
| ૧ લો પુરૂષ | चाययामि | चाययाव: | चाययाम: |
| ૨ જો ,, | चाययसि | चाययथ: | चाययथ |
| ૩ જો ,, | चाययाति | चाययत: | चाययन्ति |
| | तड् ( ગ-૧૦ ) | | |
| ૧ લો પુરૂષ | ताडयामि | ताडयाव: | ताडयाम: |

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| ૨ જો પુરૂષ | ताडयसि | ताडयथः | ताडयथ |
| ૩ જો ,, | ताडयति | ताडयतः | ताडयन्ति |

चुर् ( ગ-૧૦ )

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | चोरयामि | चोरयावः | चोरयामः |
| ૨ જો ,, | चोरयासि | चोरयथः | चोरयथ |
| ૩ જો ,, | चोरयाति | चोरयतः | चोरयन्ति |

अस् ( ગ-૨ )

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | अस्मि | स्वः | स्मः |
| ૨ જો ,, | असि | स्थः | स्थ |
| ૩ જો ,, | अस्ति | स्तः | सन्ति |

अद् ( ગ-૨ )

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | अद्मि | अद्वः | अद्मः |
| ૨ જો ,, | अत्सि | अत्थः | अत्थ |
| ૩ જો ,, | अत्ति | अत्तः | अदन्ति |

---

## ઉપસર્ગો.

૬૯—ઉપસર્ગો ક્યાં મૂકવામાં આવેછે. અને તેઓ ધાતુઓની સાથે આવી શું ફેરફાર કરેછે?

૭૦—ઉપસર્ગો ધાતુની પૂર્વે આવેછે. ને ધાતુના અસલ અર્થમાં ન્યૂનાધિક કરી વિશેષ અર્થ ઉપજાવેછે. ઉ૦ गच्छति=જાયછે अधिगच्छति=મેળવેછે.

૭૦—મુખ્ય ઉપસર્ગો તેમના અર્થ સાથે અને ધાતુ સાથે લાગવાથી ધાતુના અર્થમાં ફેરફાર કરી થએલા વિશેષ અર્થ સાથે જણાવો.

૪૦.—अति—હદબહાર; अतिक्राम्यति તે હદબહાર પગલું ભરે છે, તે ઉલ્લંઘન કરેછે.

अधि—ઉપર; अधिगच्छाति તે ઉપર થઇ જાયછે, તે મેળવેછે, તે જાણી જાયછે.

अनु—પાછળ, સરખું; अनुगच्छाति તે પાછળ જાયછે, તે અનુસરેછે.

अभि—તરફ, પાસે; अभिगच्छाति તે તરફ જાયછે, તે પાસે જાયછે.

अव—નીચે, દૂર; अवतराति તે નીચે જાયછે, તે ઉતરેછે.

आ—હદ અથવા મર્યાદાને અર્થે, ઉલટાપણા અર્થે, "સુધી" ના અર્થે; आगच्छाति તે આવેછે. आरोहाति તે (એટલે) સુધી ચઢે છે, વધેછે.

उत्—ઉંચે, ઉપર, વિશેષ; उत्पताति તે ઉંચે જાયછે, તે કૂદેછે, उद्गच्छाति, તે ઉંચે જાયછે, તે ઉંચે ચડેછે.

उप—પાસે; उपगच्छाति તે પાસે જાયછે, તે મળેછે.

नि—અંદર, નીચે; निषीदाति તે નીચે બેસેછે.

परा—"પાછું" એવા અર્થે, ઉલટાપણાને અર્થે; पराजयते તે હારેછે.

प्रति—સામા, ઉલટું; प्रतिभापते તે જવાબ આપેછે.

प्र—આગળ; प्रयाति તે આગળ જાયછે.

वि—નહિ, જૂદું, દૂર, વિશેષેકરીને; विश्लिष्याति તે જૂદો પડે છે.

सम्—સાથે, એકઠાં; संगच्छते તે સાથે જાય છે, તે મળેછે.

૪૦—ઇકારાંત અને ઉકારાંત ઉપસર્ગ પછી स् થી શરૂ થતો ધાતુ આવે તો स्नुं શું થાયછે?

જ૦—इકારાંત અને उકારાંત ઉપસર્ગ પછી स्‌ થી શરૂ થતો ધાતુ આવે તો स्‌ નો ष्‌ થાયછે. ઉ૦ नि+सीदति=निषीदति; अभि+सिंचाति=अभिषिंचाति.

એ स्‌ મા ऋ, ॠ કે र्‌ રહેલો હોય તો स्‌ નો ष्‌ થતો નથી. ઉ૦ अनु+सराति=अनुसराति (सृ પરથી); वि+स्रवति=विस्रवाति (स्रु પરથી).

સ૦—પદાંત म्‌ નું શું થાય છે?

જ૦—૧ પદાંત म्‌ પછી કોઈપણ સ્પર્શવ્યંજન આવ્યો હોય તો म्‌ ને બદલે વિકલ્પે પૂર્વના અક્ષર ઉપર અનુસ્વાર મૂકાયછે, અથવા તો તેને ઠેકાણે પછીના વ્યંજનના સ્થાનને અનુનાસિક મૂકાયછે. ઉ૦ अहम्‌+च=अहंच કે अहञ्च; सम्‌+गच्छते=संगच्छते કે सङ्गच्छते.

૨ પદાંત म्‌ પછી य्‌, व्‌, કે ल्‌ હોય તો વિકલ્પે म्‌ ને બદલે પૂર્વના અક્ષર ઉપર અનુસ્વાર મૂકાય છે, અથવા તો તેને ઠેકાણે નાસિકાસ્થાને બોલાતો य्‌, व्‌, કે ल्‌ થાય છે. ઉ૦ धर्मम्‌+व्याख्यास्यामः=धर्मं व्याख्यास्यामः કે धर्मँव्याख्यास्यामः; तरुम्‌+लुनाति=तरुंलुनाति કે तरुल्लुँनाति વગેરે.

૩ પદાંત म्‌ પછી श्‌, ष्‌, स्‌, र्‌, કે ह्‌ હોય તો म्‌ ને બદલે પૂર્વના અક્ષર ઉપર અવશ્યે અનુસ્વાર મૂકવામાં આવે છે. ઉ૦ तम्‌+शत्रुम्‌=तंशत्रुम्‌; तम्‌+ह=तंह; रामम्‌+स्तौति=रामंस्तौति; प्रजाम्‌+रक्षति=प्रजांरक्षति; गणपतिम्‌+षडाननंच=गणपतिंषडाननंच.

———

## પાઠ ૫ થી ૯ સુધી.

अ કારાંત તથા इ કારાંત પુલ્લિંગ તથા નપુંસકલિંગનાં નામો.

**સ૦**--સંસ્કૃત નામોને વિભક્તિ તથા લિંગ કેટલાં છે ને તે કિયાં કિયાં ?

**જ૦**--સંસ્કૃત નામોને વિભક્તિ **આઠ છે. ૧ પ્રથમા, ૨ દ્વિતીયા, ૩ તૃતીયા, ૪ ચતુર્થી, ૫ પંચમી, ૬ ષષ્ઠી ૭ સપ્તમી, ને સંબોધન;** અને લિંગ ત્રણ છે. **૧ પુલ્લિંગ** (નરજાતિ), **૨ સ્ત્રીલિંગ** (નારીજાતિ) ને ૩ **નપુંસકલિંગ** (નાન્યતરજાતિ)

**સ૦**--अ કારાંત તથા इ કારાંત પુલ્લિંગ તથા નપુંસકલિંગના નામના પ્રથમ સાત વિભક્તિના પ્રત્યયો લખો તથા સંબોધન શી રીતે થાયછે તે જણાવો.

**જ૦**--( ૧ ) अ કારાંત પુલ્લિંગ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્રથમા | स् | औ | अस् |
| દ્વિતીયા | म् | ,, | आन् |
| તૃતીયા | इन | भ्याम् | ऐस् |
| ચતુર્થી | य | ,, | भ्यस् |
| પંચમી | आत् | ,, | ,, |
| ષષ્ઠી | स्य | ओस् | नाम् |
| સપ્તમી | इ | ,, | सु |

अ કારાંત નપુંસકલિંગ.

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ તથા દ્વિ૦ | म् | ई | आनि |

તૃતીયા એકવચનથી સપ્તમી બહુવચન સુધી પુલિંગ પ્રમાણે

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | **इ કારાંત પુલ્લિંગ.** | | |
| પ્ર० | स् | ० | अस् |
| દ્વિ० | म् | ,, | न् |
| તૃ० | ना | भ्याम् | भिस् |
| ચ० | ए | ,, | भ्यस् |
| પં० | अस् | ,, | ,, |
| ષ० | ,, | ओस् | नाम् |
| સ० | औ | ,, | सु |
| | **इ કારાંત નપુંસકલિંગ.** | | |
| પ્ર० તથા દ્વિ० | ० | ई | इ |
| તૃ० | आ | भ्याम् | भिस् |
| ચ० | ए | ,, | भ्यस् |
| પં० | अस् | ,, | ,, |
| ષ० | ,, | ओस् | नाम् |
| સ० | इ | ,, | सु |

( ૨ ) अ કારાંત નામના સંબોધન એકવચનમાં મૂળ રૂપજ વપરાય છે. इ કારાંત પુલિંગમાં અંત्य इ નો ગુણ થાય છે. इकारांत નપુંસકલિંગમાં ગુણ વિકલ્પે થાયછે. ઉ० नृप, अકારાંત પુલિંગ, , वन अ કારાંત નપુંસકલિંગ; हरे, इ કારાંત પુલિંગ; वारि કે वारे, इ કારાંત નપુંસકલિંગ,

દ્વિવચન તથા બહુવચન બધાં એ નામનાં પ્રથમા વિભક્તિ પ્રમાણે થાયછે. ઉ०

| | દ્વિવચન. | બહુવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|---|
| પ્રથમા | हरी | हरय: | नृपौ | नृपाः |
| સંબોધન | हरी | हरय: | नृपौ | नृपाः |
| પ્રથમા | वारिणी | वारीणि | वने | वनानि |
| સંબોધન | वारिणी | वारीणि | वने | वनानि. |

( આ ઉદાહરણોમાં પ્રત્યયો લાગવાથી સંધિ વીગેરેના થતા ફેરફારો આગાડી દર્શાવવામાં આવશે. પૂર્ણરૂપો માત્ર સરખાવણી સારૂજ જણાવ્યાં છે. )

સ૦--આ પ્રત્યયો લાગતા પેહેલાં નામમાં શું ફેરફાર થાય છે?

જ૦--

૧ अ કારાંત પુલિંગ તથા નપુંસકલિંગમાં.

य ચતુર્થી એક વચન, भ्याम् તૃતીયા, ચતુર્થી, પંચમી દ્વિવચન અને नाम् પષ્ઠી બહુવચન પ્રત્યયો લાગતા પેહેલાં નામનો અંત્ય अ દીર્ઘ થાય છે; અને भ्यस् ચતુર્થી તથા પંચમી બહુવચન, ओस् પષ્ઠી તથા સપ્તમી દ્વિવચન અને सु સપ્તમી બહુવચન પ્રત્યયો પેહેલાં अ નો ए થાયછે. ઉ૦ सूद+य=सूदा+य=सूदाय; सूद+भ्याम्=सूदा+भ्याम्=सूदाभ्याम्; सूद+नाम्=सूदा+नाम्=सूदानाम्. सूद+भ्यस्=सूदे+भ्य: = सूदेभ्य:; सूद+ओस्=सूदे+ओ=सूदय्+ओ:=सूदयो:; सूद+सु=सुदे+सु=सूदेसु.

૨ इ કારાંત પુલિંગમાં.

(अ) પ્રથમા તથા દ્વિતીયા દ્વિવચનમાં, અને દ્વિતીયા બહુવચન પ્રત્યય न् તથા પષ્ઠી બહુવચન પ્રત્યય नाम् પેહેલાં અંત્ય इ દીર્ઘ થાયછે. ઉ૦ रवि+० = रवी+०=रवी; रवि+न्=रवी+न्=रवीन्; अलि+नाम्=अली+नाम्=अलीनाम्.

(आ) પ્રથમા બહુવચન તથા પંચમી તથા ષષ્ઠી એકવચન પ્રત્યય अस् અને ચતુર્થી એકવચન પ્રત્યય ए લાગતા પેહેલાં અંત્ય इ નો ગુણ થાયછે, અને આ ગુણ થયા પછી પંચમી તથા ષષ્ઠી એકવચન પ્રત્યય अस् ના अ નો લોપ થાય છે. ઉ० हरि+अस्=हरे+अस्=हरय्+अस्=हरयः; (પ્ર० બહુ०) हरि+अस्=हरे+अस्=हरे+०स्=हरेः; (પં० તથા ષ० એક०) हरि+ए=हरे+ए=हरय्+ए=हरये.

(इ) સપ્તમી એકવચન પ્રત્યય औ પેહેલાં અંત્ય इ નો લોપ થાય છે. ઉ० हरि+औ=हर्+औ=हरौ.

૩ इ કારાંત નપુંસકલિંગમાં.

(अ) સ્વરથી શરૂ થતા પ્રત્યય પેહેલાં इ કારાંત નપુંસકલિંગના નામને न् ઉમેરવામાં આવેછે. તેથીકરી न् સાથે પ્રત્યયો નીચે પ્રમાણે થાયછે, અને પછી न् ઉમેરવાની જરૂર પડતી નથી.

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્ર० તથા દ્વિ० | ० | नी | नि |
| તૃ० | ना | भ्याम् | भिस् |
| ચ० | ने | ,, | भ्यस् |
| પં० | नस् | भ्याम् | भ्यस् |
| ષ० | ,, | नोस् | नाम् |
| સ० | नि | ,, | सु |

(आ) પ્રથમા તથા દ્વિતીયા બહુવચન પ્રત્યય नि તથા ષષ્ઠી બહુવચન नाम् પેહેલાં અંત્ય इ દીર્ઘ થાયછે. ઉ० वारि+नि=वारी+नि; वारि+नाम्=वारी+नाम्.

स०—अ के आ पछी ए, ऐ, ओ के औ आवे तो शी संधि थाय ?

ज०--१ अ के आ पछी ए के ऐ आवे तो पासे आवेला स्वरो मळी जई तेमने ठेकाणे ऐ थायछे. उ० तव+एषा= तवैषा; वन+ऐस्=वनैः

२ अ के आ पछी ओ के औ आवे तो पासे आवेला स्वरो मळी जई तेमने ठेकाणे औ थाय छे. उ० तव+ओदनः=तवौदनः; नृप+औ=नृपौ.

स०—छेला चार स्वरो सिवाय सवर्ण स्वरोनी संधि शी?

ज०--छेला चार स्वरो (ए, ऐ, ओ, औ) सिवाय कोइपण ह्रस्व के दीर्घ स्वर पछी तेनो तेज ह्रस्व के दीर्घ स्वर आवे तो बे स्वरो मळी जइ तेमने ठेकाणे दीर्घ स्वर मूकवामां आवेछे. उ० नृप+अस्=नृपाः; सूद+आन्=सूदान्; दधि+इह=दधीह; भानु+उदय=भानूदय.

स०—न नो ण् क्यारे थयो छे ?

ज०—१ पदनी अंदर ऋ, र् के ष् पछी लागलोज न आवे तो न् नो ण् थाय छे. उ० पितृ+नाम्=पितृ+णाम्= पितृणाम्; कॄ+न=कीर्+न=कीर्ण; मुष्+ना+ति= मुष्णाति (ग-९ वर्तमानकाळ त्रिजो पुरुष एकवचन.)

२ वळी ऋ, र् के ष् अने न् नी वच्चे एटले ऋ ने न र् ने न् तथा ष् ने न् नी वच्चे स्वर, ल् सिवायनो अर्ध स्वर, महाप्राण अने कंठ्य के ओष्ठ्य वर्गनो व्यंजन होय तो पण न् नो ण् थायछे. नृप+इन=न्+ऋ+प्+ अ+इ+न्+अ =न्+ऋ+प्+अ+इ+ण्+अ = नृप+ इण; मूर्ख+नाम्=मूर्खा+नाम्= मू+र्+ख्+आ+न्+

आमू=मू+र्+ख्+आ+ण्+आमू=मूर्खाणाम्; ऋषि+ना = ऋ+ष्+इ+न्+आ = ऋ+ष्+इ+ण्+आ = ऋषिणा.

૩ પરંતુ न् પદને અંતે આવે તો न् નો ण् થતો નથી. ઉ० नृपान्.

પ્ર૦—अ કે आ પછી इ, उ, ऋ, કે ऌ, આવે તો સંધિ શી?

ઉ૦—अ કે आ પછી હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ કે ऌ આવે તો પાસે આવેલા બે સ્વરો બદલ પછીના સ્વરનો ગુણ મૂકાય છે.

એટલે अ કે आ+इ કે ई=ए. ઉ० गण+ईश=गण्+अ+ई+श=गण्+ए+श=गणेश; फल+इ=फले.

अ કે आ+उ કે ऊ=ओ ઉ० गंगा+उदकं=गंग्+आ+उ+दकं=गंग्+ओ+दकं=गंगोदकं.

अ કે आ+ऋ કે ॠ=अर् ઉ० तव+ऋद्धि=तव् +अ+ऋ+द्धि=तव+अर्+द्धि=तवर्द्धि.

अ કે आ+ऌ=अल् ઉ० तव+ऌकार=तव्+अ+ऌकार=तव्+अल्+कार= तवल्कार.

પ્ર૦— હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, ऌ, પછી કોઇ વિવર્ણ-સ્વર આવે તો સંધિ શી?

ઉ૦— હ્રસ્વ કે દીર્ઘ इ, उ, ऋ, ऌ, પછી કોઇ વિવર્ણ (પોતાના સિવાય બીજો) સ્વર આવે તો તેમને ઠેકાણે અનુક્રમે य्, व्, र्, ल्, મૂકાય છે એટલે

इ કે ई+વિવર્ણસ્વર=य्+ વિવર્ણસ્વર ઉ० हरि+ओस्=हर्+इ+ओस्=हर्+य्+ओस्=हर्योः

उ ऊ ઉ+વિવર્ણ સ્વર=व्+વિવર્ણ સ્વર ઉ૦ तु+इह=त्+उ+इह=त्+व्+इह=त्विह.

ऋ ॠ ऋ+વિવર્ણ સ્વર=र्+વિવર્ણ સ્વર ઉ૦ पितृ+इच्छा=पित्+ऋ+इच्छा=पित्+र्+इच्छा=पित्रिच्छा.

ऌ+વિવર્ણ સ્વર=ल्+વિવર્ણ સ્વર ઉ૦ऌ+अनुबंधः=ल्+अनुबंधः=लनुबंधः

૩૦—समुद्र પુંલિંગ. फल નપુંસકલિંગ, कपि પુ૦ અને वारि न० નામનાં રૂપો લખો.

૪૦— એકવચન. દ્વિવચન. બહુવચન.

समुद्र ( પુ૦ )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્ર૦ | समुद्रः | समुद्रौ | समुद्राः |
| દ્વિ૦ | समुद्रम् | ,, | समुद्रान् |
| તૃ૦ | समुद्रेण | समुद्राभ्याम् | समुद्रैः |
| ચ૦ | समुद्राय | ,, | समुद्रेभ्यः |
| પં૦ | समुद्रात् | ,, | ,, |
| ષ૦ | समुद्रस्य | समुद्रयोः | समुद्राणाम् |
| સ૦ | समुद्रे | ,, | समुद्रेषु |
| સં૦ | समुद्र | समुद्रौ | समुद्राः |

फल (न०)

| | | | |
|---|---|---|---|
| પ્ર૦-દ્વિ૦ | फलम् | फले | फलानि |
| તૃ૦ | फलेन | फलाभ्याम् | फलैः |
| ચ૦ | फलाय | ,, | फलेभ्यः |
| પં૦ | फलात् | ,, | ,, |
| ષ૦ | फलस्य | फलयोः | फलानाम् |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| સ० | फले | फलयोः | फलेषु |
| સં० | फल | फले | फलानि |

कपि (પુ०)

| | | | |
|---|---|---|---|
| પ્ર० | कपिः | कपी | कपयः |
| દ્વિ० | कपिम् | ,, | कपीन् |
| તૃ० | कपिना | कपिभ्याम् | कपिभिः |
| ચ० | कपये | ,, | कपिभ्यः |
| પં० | कपेः | ,, | ,, |
| ષ० | ,, | कप्योः | कपीनाम् |
| સ० | कपौ | ,, | कपिषु |
| સં० | कपे | कपी | कपयः |

वारि (ન०)

| | | | |
|---|---|---|---|
| પ્ર०–દ્વિ० | वारि | वारिणी | वारीणि |
| તૃ० | वारिणा | वारिभ्याम् | वारिभिः |
| ચ० | वारिणे | ,, | वारिभ्यः |
| પં० | वारिणः | ,, | ,, |
| ષ० | ,, | वारिणोः | वारीणाम् |
| સ० | वारिणि | ,, | वारिषु |
| સં० | वारि કે वारे | वारिणी | वारीणि |

સ૦—ए કે ओ પછી अ આવે તો સંધિ શી ?

જ૦—પદને અંતે આવેલા ए કે ओ પછી अ આવે તો अ કાર પૂર્વના સ્વરમાં સમાય છે. એટલે તે બોલાતો નથી તેમ

લખાતોઓ નથી, અને તેને ઠેકાણે આવું ऽ અવગ્રહ ચિન્હ ઘણું ખરૂં મૂકવામાં આવે છે. ઉ० रामोऽश्वमा रोहति, लोकेऽनुभूयते.

સ૦—નામ તથા ક્રિયાપદના દ્વિવચનને છેડે ई, ऊ કે ए હોય અને તેના પછી કોઇ પણ સ્વર આવે તો સંધિ શી?

જ૦—નામ તથા ક્રિયાપદના દ્વિવચનને છેડે ई, ऊ કે ए હોય અને તેના પછી કોઇ પણ સ્વર આવે તો તેની સંધિ થતી નથી. ઉ० गिरीआरोहति; यजावहे इह; भानू आस्ताम्.

સ૦—છેલ્લા ચાર સ્વરો સિવાય કોઇ પણ સ્વર પછી ऋ આવે તો સંધિ શી?

જ૦—છેલ્લા ચાર સ્વરો સિવાય કોઇ પણ સ્વર પછી ऋ આવે તો સંધિ કરે, અથવા તો સંધિ ન કરતાં માત્ર પૂર્વનો દીર્ઘ સ્વર હ્રસ્વ થાય. ઉ० देव+ऋषि=देवर्षि; કે देवऋषि विश्वशंभुवा+ऋतावरी=विश्वशंभुवऋतावरी. (ऋग्वेदे)

સ૦—જોડે આવેલા દંત્ય અને તાલવ્ય વ્યંજનની સંધિ શી?

જ૦—જ્યારે स् કે દંત્યવર્ગનો વ્યંજન श् કે તાલવ્ય વર્ગના વ્યંજન સાથે જોડાય છે ત્યારે દંત્યને ઠેકાણે તાલવ્ય મૂકાય છે. એટલે स् ને ઠેકાણે श्, त् ને ઠેકાણે च्, द् ને ઠેકાણે ज् વીગેરે ઉ० अरीन्+जयति=अरीञ्जयति; तत्+चक्रे=तच्चक्रे; राजन्+अस्=राज्+ञ्+अस्=राज्ञ्+अस्=राज्ञः ( अस् પ્રત્યય પેહેલાં राजन्માંના अ નો લોપ થાય છે, તે હકીકત अन् છેડાવાળા નામની હકીકતમાં આગળ આવશે.)

સ૦—જોડે આવેલા દંત્ય અને મૂર્ધન્ય વ્યંજનની સંધિ શી?

જ૦—જ્યારે દંત્ય અને મૂર્ધન્ય વ્યંજનો જોડે આવે છે ત્યારે દંત્યને ઠેકાણે મૂર્ધન્ય મૂકાય છે. એટલે स् ને બદલે ष् त् ને

બદલે ट्. द् ને બદલે ड्, વગેરે ઉ० तत्+टीकते=तट्टीकते; कृष्+त=कृष्+ट=कृष्ट (ભૂતકર્મણિ રૂપ કૃદંત) વગેરે.

સ૦—અનુનાસિક સિવાય કોઇપણ વ્યંજન પછી ઘોષ વ્યંજન કે સ્વરાદિ શબ્દનો આદિસ્વર આવે તો શી સંધિ થાય ?

જ૦—અનુનાસિક સિવાય કોઇપણ વ્યંજન પછી ઘોષ વ્યંજન કે સ્વરાદિ શબ્દનો આદિ સ્વર આવે તો તે પહેલાંનો વ્યંજન પોતાના સ્થાનમાં પોતાના વર્ગનો ત્રીજો અક્ષર મૂકે છે ઉ० ग्रामात्+आगच्छति=ग्रामादागच्छति; सम्यक्+उक्तम्=सम्यगुक्तम्; परिव्राट्+गच्छति=परिव्राड्गच्छति; ककुप्+दृष्टा=ककुब्दृष्टा વ૦.

સ૦—र् પછી र् આવે તો સંધિ શી?

જ૦—र् પછી र् આવે તો પૂર્વના र् નો લોપ થાય છે, અને તેની પેહેલાંનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે. पुनर्+रमते=पुनारमते

સ૦—વિસર્ગનો ક્યારે ओ, ક્યારે र्, ક્યારે श्, ष्, કે स् થાય છે, અને ક્યારે તે લોપાય છે?

જ૦—૧ વિસર્ગની પૂર્વે अ હોય અને તેના પછી अ કે કોઇ ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો उ થાય છે, અને તે उ પૂર્વના अ સાથે મળી જવાથી ओ થાય છે. ઉ० रामः+अश्वम्=रामो+अश्वम्=रामोऽश्वम्; जनः+वदति=जनोवदति.

૨ વિસર્ગની પૂર્વે अ કે आ સિવાય કોઇપણ સ્વર હોય અને વિસર્ગની પછી સ્વર કે ઘોષ વ્યંજન હોય તો વિસર્ગનો र् થાય છે. ઉ० नृपतिः+जयति=नृपातिर्+जयति=

नृपतिर्जयति; कपिभिः+अजयत्=कपिभिर्+अजयत्=कपिभिरजयत्.

३ (अ) વિસર્ગના પછી च् કે छ् આવે તો વિસર્ગનો श्, ट्, કે, ठ् આવે તો ष् અને त् કે थ् આવે તો स् થાયછે. ઉ० रामः+चरति=रामश्च+रति; हरिः+टीकते=हरिष्टीकते; बाहुभिः + तरति=बाहुभिस्तरति; शत्रुघ्नः+छत्रं=शत्रुघ्नश्छत्रम्.

(आ) વિસર્ગના પછી श्, ष् કે स् આવે તો વિસર્ગ એમનો એમ રહે છે અગર તેને ઠેકાણે અનુક્રમે श्, ष् કે स् મૂકાય છે ઉ० ऋषिः+शाम्यति=ऋषिःशाम्यति કે ऋषिश्शाम्यति,

४ (अ) વિસર્ગની પૂર્વે आ હોય અને તેની પછી કોઇપણ સ્વર અગર ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો લોપ થાય છે ઉ० पुर्याः+आगच्छति=पुर्या आगच्छति; जनाः+वदन्ति=जनावदन्ति.

(आ) વળી વિસર્ગની પૂર્વે अ હોય અને તેની પછી अ સિવાય કોઇપણ સ્વર આવે તોપણ વિસર્ગનો લોપ થાય છે ઉ० बुधः +इच्छति=बुधइच्छति

વિસર્ગનો લોપ થવાથી બે સ્વરો પાસે આવે તો તેના સંધિ થતી નથી ઉ० पुर्या आगच्छति; बुधइच्छति.

स०—પદાંત न् નો ક્યારે અનુસ્વાર પૂર્વક વિસર્ગ થાય છે?

જ૦—પદાંત न् પછી च्, छ्, त्, थ्, ट् કે ठ् આવે તો न् નો અનુસ્વાર તથા વિસર્ગ થાય છે. ઉ० समुद्रान्+तरति=समुद्रांः+तरति=समुद्रांस्तरति; पुमान्+चरति=पुमांः+चरति पुमांश्चरति; ग्रंथान्+टीकते=ग्रंथांः+टीकते=ग्रंथांष्टीकते.

૬૦—નીચેના ક્રિયાપદો તથા અવ્યયો સાથે સંબંધ ધરાવતા પદો કઇ વિભક્તિમાં આવે છે ?

(क) ગતિવાચક ક્રિયાપદો (ख) ગુસ્સો, દ્વેષ, ચડસા ચડસી અને અદેખાઇના અર્થના ક્રિયાપદો.

(ग) " દેણું હોવું " એવા અર્થમાં धृ ધાતુ; અને स्पृह् ધાતુ (घ) सह, नमः, स्वस्ति અને विना એ અવ્યયો.

૭૦—(क) ક્રિયાપદ ગતિવાચક હોય તો જે સ્થાને જવાનું છે તે સ્થાન બતાવનાર શબ્દ દ્વિતીયા કે ચતુર્થી વિભક્તિમાં વપરાય છે. ઉ० मनुष्यो ग्रामं गच्छाति કે ग्रामाय गच्छाति.

(ख) ક્રોધ દ્રોહ, ઇર્ષ્યા અને અસૂયા ( ગુસ્સો દ્વેષ, ચડસા ચડસી અને અદેખાઇ ) ના અર્થના ક્રિયાપદો સાથે જેના ઉપર આમનો વિકાર થાય છે તે બતાવનાર શબ્દ ચતુર્થીમાં વપરાય છે. ઉ० हरये नृपतिः कुप्याति

(ग) धृ ધાતુનો અર્થ " લેણુદાર હોવું " થાય છે ત્યારે લેણુદારનું નામ ચતુર્થીમાં ને લેણું બતાવનાર શબ્દ દ્વિતીયામાં વપરાય છે..ઉ० हरिरश्वपतये शतं धारयाति.

स्पृह् ક્રિયાપદ સાથે પણ ઇચ્છિત વસ્તુવાચક શબ્દ ચતુ, ર્થીમાં આવે છે. ઉ० बालको मोदकाय स्पृहयति.

(घ) જે પદોને सह જોડવામાં આવે છે તે તૃતીયામાં नमः તથા स्वस्ति જોડવામાં આવે છે તે ચતુર્થીમાં અને विना જોડવામાં આવે છે ને દ્વિતીયા, તૃતીયા અને પંચમીમાં આવે છે. ઉ० पुत्रैःसह गच्छाति; नमो देवेभ्यः; स्वस्ति हरये; वधाद्विना नशाम्यत्यारिः; पुस्तकेनविना किंगच्छसि; शिवभक्तिविना राजन्.

**સ૦**—કેટલાક દ્વિકર્મક ધાતુઓ ઉદાહરણ સાથે લખો.

**જ૦**—नी, प्रच्छ्, याच्, कथ् તથા એવાજ અર્થ બતાવનારા ધાતુઓ **દ્વિકર્મક** છે. ઉ૦ ग्राममजं नयति; माणवकं मार्गं पृच्छति; धनिकं द्रव्यं याचते; रामं वार्तामकथयम्.

**સ૦**—અવ્યય શાને કહે છે ?

**જ૦**—જેમને વિભક્તિના પ્રત્યય લાગતા નથી એટલે જેમનાં ભિન્ન ભિન્ન રૂપ થતાં નથી તેમને **અવ્યય** કહે છે. ઉ૦ अधुना, यतः, च, वा, यथा, कथम् વગેરે.

**સ૦**—વિશેષણને જાતિ, વચન, વિભક્તિ શા પ્રમાણે લાગે છે ?

**જ૦**—વિશેષણને જાતિ, વચન, વિભક્તિ તેના **વિશેષ્ય** પ્રમાણે લાગે છે. ઉ૦ आचारः प्रशस्यः; लांगूलं दीर्घम् વગેરે.

**સ૦**—च અને वा એ અવ્યયો શી રીતે વપરાય છે ?

**જ૦**—જો પદો જોડવાં હોય કે છુટાં પાડવાં હોય તો તે સઘળાને છેડે એકજવાર કે દરેકને છેડે જૂદી જૂદી વાર च કે वा મૂકાય છે. ઉ૦ हरिश्च गोविंदश्च गच्छतः કે हरिर्गोविंदश्च गच्छतः; हरिर्गोविंदो वा रमते કે हरिर्वा गोविंदो वा रमते.

---

## પાઠ ૧૦—૧૧.

### આત્મનેપદી ક્રિયાપદો વર્તમાનકાળ.

**સ૦**—વર્તમાનકાળ ત્રણે પુરૂષના અને ત્રણે વચનનાં આત્મનેપદ પ્રત્યયો લખો.

| જ૦ | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | इ | वहे | महे |
| ૨ જો ,, | से | इथे | ध्वे |
| ૩ જો ,, | ते | इते | अन्ते. |

સ૦—આ પ્રત્યયો પેહેલાં ધાતુઓમાં શું શું ફેરફાર થાય છે?

જ૦—(अ) પરસ્મૈપદ પ્રત્યય લાગતાં ધાતુઓમાં જે વિકરણ પ્રત્યયો ઉમેરાય છે તે આ પ્રત્યયો લાગતા પેહેલાં પણ ઉમેરાય છે, અને તેમાં થતા ગુણ વૃદ્ધિ વીગેરે ફેરફારો થાય છે. ઉ॰ अभिवाद्+अय+ते=अभिवादयते; शुभ्+अ+ते=शोभते; अनुरुध्+य+ते=अनुरुध्यते વીગેરે.

(आ) છઠ્ઠા ગણના ધાતુને છેડે ऋ હોય તો તે ऋ નો रि થાય છે અને વિકરણ પ્રત્યય अ ની સાથે रिय થાય છે. (પા-૭ળ જણાવેલા અસવર્ણસ્વરની સંધિના નિયમ પ્રમાણે र्य નહીં) ઉ॰ मृ+अ+ते=मृ+रि+अ+ते=मृ+रिय+ते= म्रियते અને તેજ પ્રમાણે दृ તથા पृ પરથી द्रियते, प्रियते વીગેરે.

સ૦—વિકરણ પ્રત્યય લગાડયા પછી તૈયાર થએલા રૂપમાં શું ફેરફાર થાય છે?

જ૦—વિકરણ પ્રત્યય લગાડયા પછી તૈયાર થએલા રૂપમાં પ્રત્યય લાગતા પેહેલાં પરસ્મૈપદી ધાતુઓની માફક-જ ફેરફાર થાય છે. ઉ॰ रम्+अ+वहे=रम्+आ+वहे=रमावहे; अभिवाद्+अय+अन्ते=अभिवाद्+अय्+अन्ते=अभिवादयन्ते.

સ૦—स्मि તથા मृ ને પુરૂષવાચક વર્તમાનકાળના પ્રત્યયો લગાડી રૂપ આપો.

| જ૦— | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | स्मि (ગ૰૧) | | |
| ૧ લો પુરૂપ | स्मये | स्मयावहे | स्मयामहे |
| ૨ જો ,, | स्मयसे | स्मयेथे | स्मयध्वे |
| ૩ જો ,, | स्मयते | स्मयेते | स्मयन्ते |
| | मृ (ગ૰૬) | | |
| ૧ લો પુરૂપ | म्रिये | म्रियावहे | म्रियामहे |
| ૨ જો ,, | म्रियसे | म्रियेथे | म्रियध्वे |
| ૩ જો ,, | म्रियते | म्रियते | म्रियन्ते. |

સ૦—रुच् અને એવા અર્થના બીજા ક્રિયાપદો સાથે રૂચિ ધરાવનારનું નામ કઇ વિભક્તિમાં આવે છે?

જ૦—रुच् અને એવા અર્થના બીજા ક્રિયાપદો સાથે રૂચિ ધરાવનારનું નામ ચતુર્થી વિભક્તિમાં આવે છે. ઉ૦ विष्णवे पूजा रोचते, कृष्णस्य पत्नै फलानि रोचन्ते.

---

## પાઠ ૧૨ મો.

### કર્મણિવાચ્ય અથવા ભાવેરૂપ.

સ૦—કર્મણિવાચ્ય અથવા ભાવે રૂપ શી રીતે થાય છે?

જ૦—કર્મણિવાચ્ય અથવા ભાવે રૂપો ધાતુને (મૂળ ધાતુને પણ આ દેશને નહીં) य લગાડી આત્મને પદના પ્રત્યયો લગાડવાથી થાય છે. એ રૂપો ગણભેદે જૂદાં જૂદાં થતાં નથી. એક સરખી રીતે થાય છે ઉ૦ गम्+य+ते=गम्यते (गच्छयते નહીં) कथ्+य+ते=कथ्यते વગેરે.

**સ૦**—આ य ઉમેરતા પેહેલાં ધાતુઓમાં શું ફેરફાર થાયછે?

જ૦—આ य ઉમેરતા પેહેલાં ધાતુઓમાં નીચે પ્રમાણે ફેરફારો થાય છે.

૧ દશમા ગણના ધાતુઓમાં કર્તરિમાં જે પ્રમાણે ગુણ તથા વૃદ્ધિ થાય છે તે પ્રમાણે કર્મણિમાં પણ થાય છે. ઉ૦ चुर् પરથી चोर्यते; तड् પરથી ताड्यते વીગેરે.

૨ ધાતુને છેડે હ્રસ્વ इ કે उ હોય તો તે દીર્ઘ થાય છે. ઉ૦ जि પરથી जीयते; श्रु પરથી श्रूयते.

૩ ધાતુને છેડે હ્રસ્વ ऋ હોય અને તેની પેહેલાં જોડાક્ષર ન હોય તો તે ऋ નો रि થાય છે. ઉ૦ कृ પરથી क्रियते; પરંતુ તેના પેહેલા જોડાક્ષર હોય તો તે ऋ નો ગુણ થાય છે. ઉ૦ स्मृ પરથી स्मर्यते.

૪ ધાતુને છેડે દીર્ઘ ॠ હોય અને તેની પેહેલાં ઓષ્ઠસ્થાન વર્ગનો કોઇપણ વ્યંજન ન હોય તો તે ॠ નો ईर् થાય છે. ઉ૦ दॄ પરથી दीर्यते; પરંતુ ॠ પેહેલાં ઓષ્ઠસ્થાનનો કોઇપણ વ્યંજન હોયતો ॠ નો ऊर् થાય છે. ઉ૦ पॄ પરથી पूर्यते; वॄ પરથી वूर्यते.

૫ જે ધાતુઓને છેડે आ, ए, ओ ને ऐ હોય તેમના અંત્યસ્વરોની ઘણું કરી ई થાય છે. ઉ૦ पा પરથી पीयते; धे પરથી धीयते; दो પરથી दीयते, गै પરથી गीयते વીગેરે; પરંતુ ज्ञा અને ध्यै ના અંત્ય સ્વરોની ई થતી નથી પણ आ રહે છે. ઉ૦ ज्ञायते, ध्यायते.

૬ ઉપાંત્ય અનુનાસિકનો કેટલાક ધાતુઓમાં લોપ થાય છે ઉ૦ ग्रन्थ् પરથી ग्रथ्यते; शंस् પરથી शस्यते; बन्ध् પરથી बध्यते વીગેરે.

કેટલાએક ધાતુઓમાં આ ફેરફાર નથી પણ થતો ઉ० निन्द्, नन्द्, चिन्त्, પરથી અનુક્રમે निन्द्यते नन्द्यते, चिन्त्यते વગેરે.

७ वच्, वद, वस्, ने वह् એ ધાતુઓમાં व નો उ, यज् માં य નો इ, ग्रह् ને प्रच्छ् માં र् નો ऋ અને व्हे માં वे નો ऊ થાય છે. ઉ० वच्, वद्, वस्, वह्, यज्, ग्रह्, प्रच्छ्, અને व्हे પરથી उच्यते, उद्यते, उष्यते, उह्यते, इज्यते, गृह्यते, पृच्छयते અને हूयते,

८ खन અને जन् ધાતુઓમાં વિકલ્પે न् નો લોપ કરી પૂર્વનો अ દીર્ઘ કરવામાં આવે છે. ઉ० खन्यते કે खायते; जन्यते કે जायते,

સ૦—स्था, जि, स्मृ અને व्हे ધાતુઓનાં કર્મણિવાચ્ય રૂપો લખો.

જ૦—

स्था

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | स्थीये | स्थीयावहे | स्थीयामहे |
| ૨ જો ,, | स्थीयसे | स्थीयेथे | स्थीयध्वे |
| ૩ જો ,, | स्थीयते | स्थीयेते | स्थीयन्ते |

जि

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | जीये | जीयावहे | जीयामहे |
| ૨ જો ,, | जीयसे | जीयेथे | जीयध्वे |
| ૩ જો ,, | जीयते | जीयेते | जीयन्ते |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | | स्मृ | |
| ૧ લો પુરૂષ | स्मर्ये | स्मर्यावहे | स्मर्यामहे |
| ૨ જો ,, | स्मर्यसे | स्मर्येथे | स्मर्यध्वे |
| ૩ જો ,, | स्मर्यते | स्मर्येते | स्मर्यन्ते. |
| | | ह्वे | |
| ૧ લો પુરૂષ | हूये | हूयावहे | हूयामहे |
| ૨ જો ,, | हूयसे | हूयेथे | हूयध्वे |
| ૩ જો ,, | हूयते | हूयेते | हूयन्ते. |

---

## પાઠ ૧૩ થી ૧૫ સુધી.

### આકારાંત તથા ઈકારાંત સ્ત્રીલિંગનાં નામો.

**સ૭**—આકારાંત તથા ઈકારાંત સ્ત્રીલિંગના નામના પ્રત્યયો લખો.

**જ૦** આકારાંત નામના

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર૦ | | ई | अस् |
| દ્વિ૦ | आम् | ,, | ,, |
| તૃ૦ | आ | भ्याम् | भिस् |
| ચ૦ | ए | ,, | भ्यस् |
| પં૦ | अस् | ,, | ,, |
| ષ૦ | ,, | ओस् | नाम् |
| સ૦ | आम् | ,, | सु |

ઈકારાંત નામના

| એકવચન, | દ્વિવચન. | બહુવચન |
| --- | --- | --- |
| ० | औ | अस् |
| म् | ,, | इस् |

તૃતીયા એક વચનથી સપ્તમી બહુ
વચન સુધી आकारांत સ્ત્રીલિંગ પ્રમાણે.

૬૯—આ પ્રત્યયો લાગતાં आकारांत તથા ईकारांत સ્ત્રીલિંગના નામમાં શું ફેરફાર થાય છે?

૭૦— ૧ आकारांत સ્ત્રીલિંગના નામમાં

(अ) તૃતીયા એકવચન પ્રત્યય आ તથા ષષ્ઠી અને સપ્તમી દ્વિવચન પ્રત્યય ओस् પેહેલાં અંત્ય आ નો ए થાય છે. ઉ॰ रमा+आ=रमे+आ=रमया; रमा+ओस्=रमे+ओस्=रमयोः.

(आ) ચતુર્થી, પંચમી, ષષ્ઠી અને સપ્તમી એકવચન પ્રત્યયો લગાડતાં નામમાં या ઉમેરાય છે અને તે या લગાડયા પછી તૈયાર થએલા પ્રત્યયો અનુક્રમે यै, यास्, यास् અને याम् થાય છે. પછી કંઇ પણ ઉમેરો ન કરતાં આ તૈયાર કરેલા પ્રત્યયો નામમાં ઉમેરી દેવા એટલે રૂપ તૈયાર થશે. ઉ॰ रमा પરથી रमायै, रमायाः, रमायाः, અને रमायाम्.

૨ ईकारांत સ્ત્રીલિંગમાં

(अ) ચતુર્થી, પંચમી, ષષ્ઠી અને સપ્તમી એકવચન પ્રત્યયો પેહેલાં आ લગાડવામાં આવે છે. અને એ आ તથા પ્રત્યયો મળી તૈયાર થએલા પ્રત્યયો અનુક્રમે ऐ, आस्, आस् ને आम् છે. જે લાગલાજ નામને લ-

ગાડવામાં આવે છે. ઉ૦ नदी પરથી नद्यै, नद्याः, नद्याः ને नद्याम्

(आ) ઈકાર પછી सु નો षु થાય છે. ઉ૦ नदी+सु=नदीषु.

સ૦—આકારાંત તથા ઈકારાંત સ્ત્રીલિંગનાં નામનું સંબોધન એકવચન તથા બીજાં વચનો શી રીતે થાય છે?

જ૦—આકારાંત સ્ત્રીલિંગના નામનું સંબોધન એક વચન અંત્ય आ નો ए કરવાથી અને ઈકારાંત સ્ત્રીલિંગના નામનું અંત્ય ई હ્રસ્વ કરવાથી થાય છે. દ્વિવચન તથા બહુ વચન પ્રથમા પ્રમાણે થાય છે. ઉ૦

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | | रमा સ્ત્રી૦ | |
| પ્ર૦ | रमा | रमे | रमाः |
| સં૦ | रमे | रमे | „ रमाः |
| | | नदी સ્ત્રી૦ | |
| પ્ર૦ | नदी | नद्यौ | नद्यः |
| સં૦ | नदि | नद्यौ | नद्यः |

સ૦—अवन्ती અને ज्योत्स्ना એ નામનાં રૂપો લખો.

| જ૦— | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| | | अवन्ती સ્ત્રી૦ | |
| પ્ર૦ | अवन्ती | अवन्त्यौ | अवन्त्यः |
| દ્વિ૦ | अवन्तीम् | ,, | अवन्तीः |
| તૃ૦ | अवन्त्या | अवन्तीभ्याम् | अवन्तीभिः |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ચ૦ | अवन्त्यै | अवन्तीभ्याम् | अवन्तीभ्यः |
| પં૦ | अवन्त्याः | ,, | ,, |
| ષ૦ | ,, | अवन्त्योः | अवन्तीनाम् |
| સ૦ | अवन्त्याम् | ,, | अवन्तीषु |
| સં૦ | अवन्ति | अवन्त्यौ | अवन्त्यः |

ज्योत्स्ना સ્ત્રી૦

| | | | |
|---|---|---|---|
| પ્ર૦ | ज्योत्स्ना | ज्योत्स्ने | ज्योत्स्नाः |
| દ્વિ૦ | ज्योत्स्नाम् | ,, | ,, |
| તૃ૦ | ज्योत्स्नया | ज्योत्स्नाभ्याम् | ज्योत्स्नाभिः |
| ચ૦ | ज्योत्स्नायै | ,, | ज्योत्स्नाभ्यः |
| પં૦ | ज्योत्स्नायाः | ,, | ,, |
| ષ૦ | ,, | ज्योत्स्नयोः | ज्योत्स्नानाम् |
| સ૦ | ज्योत्स्नायाम् | ,, | ज्योत्स्नासु |
| સં૦ | ज्योत्स्ने | ज्योत्स्ने | ज्योत्स्नाः |

---

## પાઠ ૧૬ થી ૧૮ સુધી.

### પ્રથમ ભૂતકાળ.

**૬૦**—પ્રથમ ભૂતકાળના પરસ્મૈપદ તથા આત્મને પદ પ્રત્યયો લખો.

૪૦—

## પરસ્મૈ પદ.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | अम् | व | म |
| ૨ જો ,, | स् | तम् | त |
| ૩ જો ,, | त् | ताम् | अन् |

## આત્મને પદ.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુરૂષ | इ | वहि | महि |
| ૨ જો ,, | थास् | इथाम् | ध्वम् |
| ૩ જો ,, | त | इताम् | अन्त |

**૪૦**—આ પ્રત્યયો લાગતા પેહેલાં ધાતુઓમાં શું ઉમેરવામાં આવે છે?

**૪૦**—આ પ્રત્યયો લગાડતા પેહેલાં ધાતુની પૂર્વે अ આગમ આવે છે. ધાતુ ઉપસર્ગયુક્ત હોય તો ઉપસર્ગ અને ધાતુની વચ્ચે આગમ આવે છે. (વિકરણ પ્રત્યય તથા તેને લગતા ફેરફારો વર્તમાનકાળ પ્રમાણે સમજી લેવા) ઉ૦ गम् ઉપરથી अ+गच्छ्+अ+अम्=अ+गच्छ्+ ० +अम् = अगच्छम्; नि સાથે सिद् પરથી नि+अ+सीद्+अ+व=न्य+सीद्+आ+व=न्यसीदाव.

પરંતુ જો સ્વરથી ધાતુ શરૂ થતો હોય તો अ ને બદલે आ આગમ આવે છે, અને તે आ પછી इ હ્રસ્વ કે દીર્ઘ મળે તો બંનેને માટે ऐ અને उ હ્રસ્વ કે દીર્ઘ મળે તો औ થાય છે. ઉ૦ ईक्ष् પરથી आ+ईक्ष्+अ+त=ऐ+क्ष+त = ऐक्षत; उञ्छ् પરથી आ+उञ्छ्+अ+अन्=औ+ञ्छ्+०+अन्=औञ्छन्.

**સ૦**—अस् (ગ૦-૨) તથા अद् (ગ૦-૨) માં શુ વિશેષ ફેરફાર થાય છે.

**જ૦**—બીજા તથા ત્રીજા પુરૂષ એકવચન પ્રત્યય પેહેલાં अस् ધાતુમાં ई અને अद् ધાતુમાં अ ઉમેરાય છે. ઉ૦ अस् પરથી आसीः, आसीत्; अद् પરથી आदः, आदत्.

**સ૦**—કર્મણિવાચ્ય પ્રથમ ભૂતકાળ શી રીતે થાય છે?

**જ૦**—વર્તમાનકાળમાં જણાવેલા ફેરફાર ધ્યાનમાં રાખી ધાતુની પૂર્વે अ કે आ (ઉપર જણાવેલા નિયમને અનુસરી) આગમ ઉમેરી આત્મને પદના પ્રત્યયો લગાડવાથી થાયછે. ઉ૦ चुर् પરથી अ+चोर्+य+त=अचोर्यत.

**સ૦**—अस्, अद्, नि+सीद्, ને ईक्ष् ધાતુનાં કર્તરી તથા वह् અને अनु+रुध् ધાતુનાં કર્મણિ પ્રથમ ભૂતકાળનાં રૂપો લખો.

अस् (ગ૦-૨)

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧લો પુરૂષ | आसम् | आस्व | आस्म |
| ૨જો ,, | आसीः | आस्तम् | आस्त |
| ૩જો ,, | आसीत् | आस्ताम् | आसन् |

अद् (ગ૦-૨)

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧લો પુરૂષ | आदम् | आद्व | आद्म |
| ૨જો ,, | आदः | आत्तम् | आत्त |
| ૩જો ,, | आदत् | आत्ताम् | आदन्. |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | नि+सीद् (१-११) | | |
| ૧લો પુરૂષ | न्यसीदम् | न्यसीदाव | न्यसीदाम |
| ૨જો ,, | न्यसीदः | न्यसीदतम् | न्यसीदत |
| ૩જો ,, | न्यसीदत् | न्यसीदताम् | न्यसीदन् |
| | ईक्ष् ( ગ-૧ ) | | |
| ૧લો પુરૂષ | ऐक्षे | ऐक्षावहि | ऐक्षामहि |
| ૨જો ,, | ऐक्षथाः | ऐक्षेथाम् | ऐक्षध्वम् |
| ૩જો ,, | ऐक्षत | ऐक्षेताम् | ऐक्षन्त. |
| | वह् કર્મણિવાચ્ય. | | |
| ૧લો પુરૂષ | औह्ये | औह्यावहि | औह्यामहि |
| ૨જો ,, | औह्यथाः | औह्येथाम् | औह्यध्वम् |
| ૩જો ,, | औह्यत | औह्येताम् | औह्यन्त |
| | अनु+रुध् કર્મણિવાચ્ય. | | |
| ૧લો પુરૂષ | अन्वरुध्ये | अन्वरुध्यावहि | अन्वरुध्यामहि |
| ૨જો ,, | अन्वरुध्यथाः | अन्वरुध्येथाम् | अन्वरुध्यध्वम् |
| ૩જો ,, | अन्वरुध्यत | अन्वरुध्येताम् | अन्वरुध्यन्त |

સ૦—પદને કે શબ્દને છેડે આવેલા વ્યંજન પછી અનુનાસિક આવે તો શું ફેરફાર થાય છે ?

જ૦.—પદને કે શબ્દને છેડે આવેલા વ્યંજન પછી અનુનાસિક આવે તો તે વ્યંજનને બદલેં વિકલ્પે તેનાજ વર્ગનો અનુનાસિક મૂકાય છે. ઉ૦ एतद् + मुरारि = एतद्मुरारि કે एतन्मुरारि.

પરંતુ જો વ્યંજન પછી આવનાર અનુનાસિક તદ્ધિત પ્રત્યયનો આદ્યાક્ષર હોય તો તે વ્યંજનને બદલે પોતાના વર્ગનો અનુનાસિકજ મૂકાય છે ઉ૦ चित्+मय=चिन्मय.

---

## પાઠ ૧૯—૨૦.

### उ કારાંત તથા ऋ કારાંત પુલ્લિંગ તથા નપુંસકલિંગનાં નામો.

સ૦—उ કારાંત પુલ્લિંગ નામનાં રૂપ શી રીતે થાય છે?

જ૦—उ કારાંત પુલ્લિંગ નામનાં રૂપો ઈકારાંત પુલ્લિંગ નામનાં રૂપો જેવાં છે. માત્ર એટલોજ ફેર છે કે ઈકારાંત નામમાં જ્યાં इ, ई, ए, કે य् હોય ત્યાં उકારાંત નામમાં उ, ऊ, ओ કે व् થાય છે ઉ૦

ઇકારાંત हरि પરથી हरिः हरी हरये हरे વીગેરે.

ઉકારાંત गुरु પરથી गुरुः गुरू गुरवे गुरो ,,

સ૦—उકારાંત તથા ऋકારાંત નપુંસલિંગનાં નામોનાં રૂપો શી રીતે થાય છે?

જ૦—उ કારાંત તથા ऋકારાંત નપુંસકલિંગનાં નામોનાં રૂપો वारिના જેવાંજ થાય છે. માત્ર ફેર એટલોજ છે કે वारिના અંત્ય ઇકારનો इ, ई, કે ए થાય છે તેને બદલે उ-કારાંતમાં અનુક્રમે उ, ऊ કે ओ અને ऋકારાંતમાં ऋ, ॠ अर् થાય છે ઉ૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| वारि **પરથી** | वारि | वारीणि | वारि | કે वारे | વગેરે. |
| मधु **પરથી** | मधु | मधूनि | मधु | કે मधो | ,, |
| कर्तृ **પરથી** | कर्तृ | कर्तृणि | कर्तृ | કે कर्तर् | ,, |

**સ૦**—ऋકારાંત પુલ્લિંગ નામના પ્રત્યયો લખો.

| જ૦— | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર૦ | स् | औ | अस् |
| દ્વિ૦ | अम् | औ | न् |
| તૃ૦ | आ | भ्याम् | भिस् |
| ચ૦ | ए | भ्याम् | भ्यस् |
| પં૦ | ० | भ्याम् | ,, |
| ષ૦ | ,, | ओस् | नाम् |
| સ૦ | इ | ओस् | सु |

**સ૦**—આ પ્રત્યયો લાગતાં નામમાં શું શું ફેરફાર થાય છે? તથા સંબોધન શી રીતે થાય છે?

**જ૦**—આ પ્રત્યયો લાગતા પેહલાં ऋ કારાંત પુલ્લિંગના નામમાં નીચે પ્રમાણે ફેરફાર થાય છે.

૧ પ્રથમ પાંચ રૂપોમાં એટલે **પ્રથમા** ત્રણે **વચનમાં** તથા **દ્વિતીયા એકવચન** અને **દ્વિવચનમાં** અંત્ય ऋ નો आर् થાય છે; પરંતુ पितृ, भ्रातृ, जामातृ, देवृ, नृ અને सव्येष्टृ જેવાં નામોમાં अर् થાય છે. ઉ૦

भर्तृ **પરથી**

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર૦ | भर्तार्+स् | भर्तार्+औ=भर्तारौ | भर्तार्+अस्=भर्तारः |
| દ્વિ૦ | भर्तार्+अम्= भर्तारम् | ,, | ,, |

पितृ ઉપરથી

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર૦ | पितर्+स् | पितर्+औ=पितरौ | पितर्+अस्=पितरः |
| દ્વિ૦ | पितर्+अम्= पितरम् | ,, | ,, |

૨ પ્રથમા એકવચનમાં અંત્ય र् તથા પ્રત્યય स् નો લોપ થઇ છેડે आ રહે છે. पित्रादिमां अ દીર્ઘ થાય છે; ઉ૦ भर्ता, पिता વગેરે.

૩ દ્વિતીયા બહુવચન પ્રત્યય न् અને ષષ્ઠી બહુવચન પ્રત્યય नाम् પેહેલા અંત્ય ऋ દીર્ઘ થાય છે. ઉ૦ पितृ+न्=पितॄन्; भर्तृ+नाम्=भर्तॄणाम्.

नृ શબ્દમાં ષષ્ઠી બહુવચન नाम् પ્રત્યય પેહેલાં અંત્ય ऋ વિકલ્પે દીર્ઘ થાય છે. ઉ૦ नृणाम् કે नॄणाम्.

૪ પંચમી તથા ષષ્ઠી એકવચન અંત્ય ऋ નો उर् કરવાથી થાય છે. ઉ૦ पितृ+०=पितुर्+०=पितुः.

૫ સપ્તમી એકવચન પ્રત્યય इ પેહેલાં અંત્ય ऋ નો ગુણ થાય છે ઉ૦ पितृ+इ=पितर्+इ=पितरि.

૬ સંબોધન એકવચન ऋ નો ગુણ કરવાથી થાય છે. અને દ્વિવચન તથા બહુવચન પ્રથમા પ્રમાણે થાય છે. ઉ૦

पितृ

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પ્ર૦ | पिता | पितरौ | पितरः |
| સં૦ | पितर् | ,, | ,, |

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | | भर्तृ | |
| પ્ર૦ | भर्ता | भर्तारौ | भर्तारः |
| સં૦ | भर्तर् | ,, | ,, |

સ૦—विश्व શબ્દનો અર્થ જ્યારે "સઘળું" એવો થાય છે ત્યારે એનાં રૂપ કેવી રીતે થાય છે?

જ૦—विश्व શબ્દનો અર્થ "સઘળું" થાય છે ત્યારે એનાં સર્વનામ જેવાં રૂપો થાય છે. ઉ૦

| શબ્દ | ચતુર્થી એકવચન. | પંચમી એકવચન. | ષષ્ઠી બહુ-વચન. | સપ્તમી એકવચન. |
|---|---|---|---|---|
| सर्व | सर्वस्मै | सर्वस्मात् | सर्वेषाम् | सर्वस्मिन् |
| विश्व | विश्वस्मै | विश्वस्मात् | विश्वेषाम् | विश्वस्मिन् |

બીજાં રૂપો અકારાંત નામ પ્રમાણે થાયછે.

સ૦—शत्रु, वस्तु, पितृ, त्वष्टृ, कर्तृ ( ન૦ ) ને विश्व ( ન૦ એટલે સઘળું ) એનાં રૂપો આપો.

જ૦—

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| | | शत्रु પુ૦ | |
| પ્ર૦ | शत्रुः | शत्रू | शत्रवः |
| દ્વિ૦ | शत्रुम् | ,, | शत्रून् |
| તૃ૦ | शत्रुणा | शत्रुभ्याम् | शत्रुभिः |

